૬૫ ૩ પૈસે શેર તો ૨ મણનું શું ? (૩॥)
૬૬ ૦)ના આને શેર તો ૩ મણનું શું ? (૧૧)
૬૭ રૂ. ૧૭॥ ૧ મણ તો ૧॥ મણ ૪ શેરનું ? (૨૭-૨૦)
૬૮ એક મણના રૂ. ૨૨॥ તો ૧ શેરનું શું ? રૂ. ૦॥
૬૯ એક રૂપિયાનું ૩ શેર તો ૩ મણનું શું ? (૪૦)
૭૦ એક રૂપિયાનું ૩ શેર તો ૩ રૂપિયાનું ? (૨॥ દોકડા)
૭૧ રૂ. ૬૨॥ રૂપિયે ૧ એકર તો રૂ. ૬॥ નું કેટલું ? (૪ ગુંઠા)
૭૨ ૧૨॥ ૧ એકર તો ૨॥ એકર ને બે
ગુંઠાનું શું ? (૩૨)૧૫૨)
૭૩ એક ગુંઠામાં ૧॥ મણ ૫ શેર અનાજ પાકે
તો ૧ એકરમાં કેટલું પાકે ? (૫૫ મણ)
૭૪ રૂ. ૧૪॥ ૧ મુડો ૫ મણનું શું ? રૂ. ૧॥ા)
૭૫ મણના રૂ. ૩॥ તો મુડાનું શું ? (૧૩૫)
૭૬ રૂ. ૪॥ ૧ ધડી તો ૨ શેરનું ? (રૂ. ૦)ા)
૭૭ રૂ. ૬॥ ૧ ધડી તો ૦॥ નું કેટલું ? (શેર ૪)
૭૮ રૂ. ૧॥ ૧ ગદીઆણો તો ૦)ના॥
આનાનું કેટલું ? (૩ રતી)
૭૯ રૂ. ૨॥ ૧ ગદીઆણો તો ૨॥ રતીનું શું ? (૦)ના૨॥)
૮૦ એક રતીના ૦)ના॥ તો ૨॥ ગદીઆણાનું શું ? (૧૮॥)
૮૧ રૂ. ૧૬॥ ૧ તોલો ૧ ગદીઆણે ૧ વાલ
૧ રતીનું શું ? (રૂ. ૯)૦)૧)
૮૨ એક રતિનો ૦)ન બેસે તો તોલાનું શું ? (૬)
૮૩ રૂ. ૦॥ તોલો ચાંદી મળે તો રૂ. ૮૪
ની કેટલી ? (૯૬ તોલા)
૮૪ રૂ. ૧૫) ૧ તોલો તો રૂ. ૦ા નું કેટલું ? (૨ રતી)
૮૫ રૂ. ૨૩॥ સેંકડો તો ૧॥ સેંકડો ૨ નંગનું શું ? (૩૫॥૨૨)
૮૬ રૂ. ૭॥ સેંકડો તો રૂ. ૨॥ નું કેટલું ? (૩૦ નંગ)

૮૭ રૂ. ૦ાા≈ા ના કેટલા દોકડા? (૯૬ાા ૨ બદામ)

૮૮ ૬ા દોકડાની ૨ પેન્સીલ મળે તો ૧ ગ્રુસનું શું? (૪ા)

૮૯ ૨૫ દોકડાની ૪૮ પાઈ આવે છે તો ૧ રૂપિયાની કેટલી? (૧૯૨)

૯૦ ચાર આનાની બદામ કેટલી? (૪૦૦)

૯૧ એક બોરની ૫ બદામ બેસે તો ૧ એક આના કેટલા બોર? (૨૦)

૯૨ રૂ. ૮ાા ૧ હજાર તો ૧ સેંકડાનું શું? (૦ાા≈)

૯૩ રૂ. ૧૨ાા ૧ હજાર તો ૧ દશકાનું? (૦)≈)

૯૪ રોજના રૂ. ૦ાા≈ તો ૪ માસનું શું? (૧૧૨ાા)

૯૫ ૧ પૌંડની દશડઝન ચોપડીઓ મળે તો ૨ પેન્સની કેટલી? (૧ ચોપડી)

૯૬ રોજ ૦)—ા મળે તો ૧ વર્ષમાં શું મળે? (૨૮)≈)

૯૭ વરસના રૂ. ૪૫૦) વ્યાજ આપે છે તો ૧ દિવસનું શું? (૧ા)

૯૮ મહીને રૂ. ૫૨ાા કમાય છે તે રોજ ૧ા રૂપિયો ખરચે છે તો વરસ દહાડે શું બચાવશે? (૧૮૦)

૯૯ રોજ રૂ. ૧ાા≈ ખરચે છે ને મહીને રૂ. ૬૦) કમાય છે તે વરસ દહાડે શું બચાવશે? (૧૩૫)

૧૦૦ રોજ રૂ. ૦ાા ખરચે છે ને વરસ દહાડે રૂ. ૯૦) બચાવે છે ત્યારે મહીને શું કમાતો હશે? (૩૦)

## ધોરણ પાંચમું.

આ ધોરણમાં ચોથા ધોરણના અભ્યાસ ઉપરાંત ૮–૧૦–૧૬–૩૨–૬૪–૨૪૦–૨૫૬ અને ૩૨૦ના ગુણોત્તરો. નો ઉપયોગ થાય તેવા દાખલા શીખવવાના છે.

## ૮ નું ગુણોત્તર

શેર અને નવટાંક
મણુ અને પાંચશેરી
રૂપિયો અને બેઆની
માસો અને રતિ
માઇલ અને ફર્લાંગ
અર્ધો અને એક આનો

શેરનાં નવટાંકા આઠ અને રૂપિયાના આના સોળ તેમ મણની પાંચશેરી આઠ અને રૂપિયાના આના સોળ છે જેથી આઠ દુ સોળ. એટલે એક નવટાંક બરાબર બેઆના થાય છે તો.

જેટલે રૂપિયે શેર તેથી બમણે આને નવટાંક.
જેટલે રૂપિયે મણ તેથી બમણે આને પાંચશેરી.
જેટલે રૂપિયે માસો તેથી બમણે આને રતિ.
જેટલે રૂપિયે માઇલ તેથી બમણે આને ફર્લાંગ.

આનાની પાઇ ૧૨ અને શેરનાં નવટાંકા આઠ છે જેથી આઠ દોઢું બાર. એટલે એક નવટાંક બરાબર–દોઢ પાઇ થઇ.

જેટલે આને શેર તેથી દોઢ ગણી પાઇએ નવટાંક.
જેટલે આને મણ તેથી દોઢ ગણી પાઇએ પાંચશેરી.
જેટલે આને માસો તેથી દોઢ ગણી પાઇએ રતિ.
જેટલે આને માઇલ તેથી દોઢ ગણી પાઇએ ફર્લાંગ.

**નીચેના ગુણોત્તર કાઢો.**

બેમણ અને દશ શેરનું ગુણોત્તર–૮
એકમાણી અને દોઢ મણનું ગુણોત્તર–૮
સવા કળશી અને ૨॥ મણનું ગુણોત્તર–૮
એક ગદીઆણો ને બે વાલનું ગુણોત્તર–૮
રાત્રિ દિવસ અને પહોરનું ગુણોત્તર–૮
પાવલી અને ઢબુનું ગુણોત્તર–૮

## મનોયત્ન ૧ લું.

૧ રૂ ૧૫) એક શેર તો નવટાંકનું શું ?
૨ રૂ ૦।≈ એક શેર તો નવટાંકનું શું ?
૩ રૂ ૨।।≈ એક શેર તો પાંચ નવટાંકનું શું ?
૪ રૂ ૦)≡ા નું નવટાંક તો એક શેરનું શું ?
૫ રૂ ૨।।। નું નવટાંક તો રૂ ૫૫)નુ કેટલું ?
૬ રૂ ૨૫) એક શેર તો રૂ ૩)≈નું કેટલું ?
૭ રૂ ૭।। એક મણ તો પાચ શેરનું શું ?
૮ રૂ ૦)≡ એક મણ તો પાંચ મણનું શું ?
૯ રૂ ૨૨।। મણ તો ૧૨।। શેરનું શું ?
૧૦ રૂ ૩૬।।। મણ તો રૂ ૬)≈ાનું કેટલું ?
૧૧ રૂ ૧)નું શેર ૩।। તેલ મળે તો ૦)≈નું કેટલું ?
૧૨ રૂ ૦)≈ની ૨।। તોલા એલચી મળે તો રૂ ૧)ની કેટલી ?
૧૩ રૂ ૦)≈ના પોણોશેર અને નવટાંક ભીંડા મળે તો રૂ. ૧) કેટલા ?
૧૪ રૂ ૦)−ાની પોણો શેર ભાજી મળે તો રૂ૦।।≈ની કેટલી?
૧૫ રૂ ૦।।≈નું ૫ શેર મળે તો રૂ ૦)−।।નું કેટલું ?
૧૬ ૩ પૈસાનું પાંચ શેર મળે તો ૧ મણનું શું ?
૧૭ રૂ ૧૬।। નુ અડધોમણ ઘી મળે તો ૨।। શેરનું શું ?
૧૮ રૂ ૩।। માસો સોનું મળે તો ૧ રતિનું શું
૧૯ રૂ ૪।।।≈ માસો સોનું મળે તો ૨ રતિનું શું ?
૨૦ રૂ ૫।।। માસો સોનું મળે તો રૂ ૧।≡નું કેટ ?
૨૧ ૧।। પાઈની એક રતિ ચાંદી મળે તો ૧ માસાનું શું ?
૨૨ ૧।।। પાઈની એક રતિ ચાંદી મળે તો રૂ ૦।।≈ની કેટલી ?
૨૩ એક માઈલ જમીનના રૂ ૧૫૦) આપ્યા તો ફર્લાંગનું શું ?

૨૪ એક ફર્લાંગ જમીનમાં રૂ. ૬॥। નું પાક્યું તો ૧ માઇલમાં કેટલાનું પાક્યું ?

૨૫ ૩॥ ફર્લાંગ લાંબી દોરીના રૂ ०।= આપ્યા તો ૧॥ માઇલ દોરીનું શું આપવું ?

૨૬ એક માઇલ લાંબી સડક બનાવવાના દશ હજાર રૂપિયા થાય તો ૧ ફર્લાંગનું શું થાય ?

૨૭ ચૌદ રૂપિયે ગદીઆણો તો ૨ વાલનું શું ?

૨૮ ૨ વાલ ચાંદીના રૂ ०)॥ આપ્યા તો ૧ ગદી-આણાનું શું આપવું.

૨૯ ૨ વાલના રૂ ૩। બેસે તો રૂ ०।॥ નું કેટલું.

૩૦ રૂ ૧। નું ૨ વાલ સોનું મળે તો ૧ ગદીઆણાનું શું?

## મનોયત્ન ૨ જું.

### ૧૬ નું ગુણોત્તર.

| | |
|---|---|
| રૂપિયો અને આના | ગદીઆણો અને વાલ |
| કળશી અને મણ | પૌંડ અને ઔંસ |
| શેર અને અધોળ | ઔંસ અને દ્રામ |
| દોકડા અને બદામ | |

### નીચેના ગુણોતર કાઢો.

મણ અને ૨॥ શેરીનું ગુણોત્તર—૧૬

માણી અને ०॥। મણનું ગુણોત્તર ૧૬

૨ વાલ અને તોલાનું ગુણોત્તર $\frac{1}{16}$

૧। મણ અને ખાંડીનું ગુણોત્તર $\frac{1}{16}$

દિવસ અને ૧॥ કલાકનું ગુણોત્તર ૧૬

ધા અને ૧॥ કાગળનું ગુણોતર ? ૧૬

૧। ધા અને રીમનું ગુણોતર ? $\frac{1}{16}$

વરસ અને ०॥। માસનું ગુણોતર ? ૧૬

રૂપિયાના આના ૧૬ અને કળશીના મણ ૧૬ તેમ

રૂપિઆના આના સોળ અને શેરના અધોળા ૧૬ એટલે એક અધોળ બરાબર એક આનો થયો તેમ કળશીમાં એક મણ બરાબર એક આનો થયો જેથી નીચે પ્રમાણે રીત થાય.

જેટલે રૂપયે કળશી તેટલે આને મણ
જેટલે રૂપિયે શેર તેટલે આને અધોળ
જેટલે રૂપિયે ગદીઆણો તેટલે આને વાલ
જેટલે રૂપિયે પાંડ તેટલે આને ઔંસ
જેટલે રૂપિયે ઔંસ તેટલે આને ડ્રામ
જેટલે રૂપિયે મણ તેટલા આનાનું અઢીશેર
જેટલે રૂપિયે ખાંડી તેટલા આનાનું સવામણ
જેટલે રૂપિયે માણી તેટલા આનાનું પોણોમણ

શેરના અધોળા ૧૬ અને આનાની પાઇ ૧૨ તેમ કળશીના મણ ૧૬ અને આનાની પાઇ ૧૨ એટલે સોળ-પોણું બાર જેથી શેરના અધોળ બરાબર તેમ કળશીના મણ બરાબર ૦ાા પાઇ થઇ. પોણીપાઇ બરાબર ૧ ઉપ-આનો છે. જેથી

જેટલે આને શેર તેથી ૦ાા પાઇએ અધોળ
જેટલે આને કળશી તેથી ૦ાા પાઇએ મણ

બીજા બધા આનાના હિસાબમાં ઉપર પ્રમાણે સમજવું.

## દાખલા.

૧ રૂ. ૩ા એક શેર તો ૦)= નું શું ?
૨ રૂ. ૪ાા એક શેર તો ૨ાા શેર ૦)= નું શું ?
૩ રૂ. ૧૦ાા= એક શેર તો ૧ા શેર ૦)= નું શું ?
૪ રૂ. ૮ાા એક શેર તો રૂ. ૧ાા=ા નું કેટલું ?
૫ રૂ. ૦)=ા નું અધોળ તો રૂ. ૧ા નું કેટલું ?
૬ રૂ. [illegible]ાા નું અધોળ તો એક શેરનું શું ?

+૭ એક રૂપિયાનું પાંચશેર તો ૧ આનાનું કેટલું?
૮ ૨॥ શેર શાકના ૦)॥ આના એસે તો ૧ મણનું શું?
૯ બશેર ઘીના રૂ. ૨॥ બેસે તો ૦)॥ નવટાંકનું શું?
૧૦ એક રૂપિયાની ૨૮ શેર જાર મળે તો ૦)- આનાની કેટલી?
૧૧ રેલ્વેમાં ૧૬ માઇલની મુસાફરીનું ભાડુ. ૦—૫—૦ આના લીધા એ લેખે ૧ માઇલનું શું આપવું પડે?
૧૨ ૨૫૬ માઇલની મુસાફરીના પાંચ રૂપિયા લે છે એ લેખે ૧૬ માઇલનું શું આપવું?
૧૩ રૂ. ૧૨॥।= એક કળશી તો ૩ મણનું શું?
૧૪ રૂ. ૧૭॥ કળશી તો ૨। મણ ૬ શેરનું શું?
૧૫ રૂ. ૧૯) કળશી તો ૧૦ શેરનું શું?
૧૬ રૂ. ૧૫॥= કળશી તો માણીનું શું?
૧૭ રૂ. ૨૪।= કળશી તો ખાંડીનું શું?
૧૮ રૂ. ૧૨॥ કળશી તો રૂ. ૧॥-॥ નું કેટલું?
+૧૯ રૂ. ૦)-। નું શેર તો કળશીનું શું?
૨૦ રૂ. ૦)=॥ નું શેર તો કળશીનું શું?
૨૧ રૂ. ૧૭॥ એકમણ તો ૨॥ શેરનું શું?
૨૨ રૂ. ૧૩॥ એકમણ તો ૭॥ શેરનું શું?
૨૩ રૂ. ૮॥ એકમણ તો રૂ. ૨॥=॥ નું કેટલું?
૨૪ ૩ પૈસાનું ૨॥ શેર તો ૧ મણનું શું?
૨૫ એકવાલના રૂ. ૦॥=॥ બેસે તો ૧ ગદીઆણાનું શું?

---

+ શેરના અધોળા ૧૬ અને રૂપિયાના આના સોળ એટલે એક અધોળ બરાબર એક આનો થયો જેથી એક રૂપિયાનું જેટલા શેર તેટલા અધોળનો એક આનો. એ પ્રમાણે શીખવવું.

+ કળશીના શેર ૬૪૦ થાય આનાનું શેર હોય તો કળશીના ૬૪૦ આના થાય એટલે ચાળીશ રૂપિયા થાય. જેથી જેટલે આને શેર તેથી ૪૦ ગણે રૂપિયે કળશી.

૨૬ રૂ. ૧૫) એક ગદીઆણો તો ૩ વાલ ૧ રતીનું શું?
૨૭ ૨॥ વાલના રૂ. ૧।= બેસે તો ૧ તોલાનું શું?
૨૮ એક ગદીઆણાના રૂ. ૦।= બેસે તો ૦। શેરનું શું?
૨૯ રૂ. ૯॥। એક ગદીઆણો તો રૂ. ૧૫૬નું કેટલું?
૩૦ રૂ. ૦।ૠ ૬ પાઇનું ૧ રતી તો ગદીઆણાનું શું?
૩૧ રૂ. ૦॥–॥। નું એકવાલ તો એક ગદીઆણાનું શું?
૩૨ એક પોંડ દવાના રૂ. ૧૪॥। બેસે તો ૧ ઔંસનું શું?
૩૨ એક આંસના ૦)=। બેસે તો ૧ પોંડનું શું?
૩૩ એક ડ્રામ દવાના રૂ. ૦।=। બેસે તો ૦॥ ઔંસનું શું?
૩૪ એક ઔંસ દવાના રૂ. ૩॥ બેસે તો ૬ ડ્રામનું શું?
૩૫ એક ઔંસના રૂ. ૧॥। બેસે તો ૦)ૠ। આનાની કેટલી?
૩૬ રૂ. ૧૨॥ ૧ ખાંડી તો ૧। મણનું શું?
૩૭ રૂ. ૮॥= ૧ ખાંડી તો ૨॥ મણનું શું?
૩૮ રૂ. ૭॥ ૧ ખાંડી તો રૂ. ૦।= નું કેટલું?
૩૯ રૂ. ૨॥– ૧ ખાંડી તો ૧ કળશીનું શું?
૪૦ રૂ. ૩૧। ૧ ખાંડી તો ૧ માણીનું શું?
૪૧ રૂ. ૧૮॥= ૧ માણી તો ૨। મણનું શું?
૪૨ રૂ. ૧૬॥। ૧ માણી તો રૂ. ૧)૦॥। નું કેટલું?
૪૩ રૂ. ૧૪। ૧ માણી તો એક કળશીનું શું?
૪૪ રૂ. ૧૬॥ ૧ માણી તો એક ખાંડીનું શું?
૪૫ રૂ. ૩૧॥।= ૧ માણી તો એક કોથળાનું શું?

## મનોયત્ન ૩ જું.

### ૩૨ નું ગુણોત્તર.

બેડીઉ અને મણ — મણ અને સવાશેરી
તોલો અને વાલ

| | |
|---|---|
| બેડીઉ અને મણનું ગુણોત્તર? | ૩૨ |
| તોલો અને વાલનું ગુણોત્તર? | ૩૨ |

| | |
|---|---|
| સવાશેરી અને મણનું ગુણોતર? | $\frac{૧}{૩૨}$ |
| ચારમણ અને પાંચશેરનું ગુણોતર? | ૩૨ |
| અઢીમણ અને ચાર ખાંડીનું ગુણોતર? | $\frac{૧}{૬૪}$ |

બેડીઆના મણ ૩૨ અને રૂપિયાના આના સોળ બત્રીશ અડધે સોળ એટલે.

જેટલે રૂપિયે બેડીઉ તેથી અર્ધે આને મણ
જેટલે રૂપિયે તોલો તેથી અર્ધે આને વાલ
જેટલે રૂપિયે મણ તેથી અર્ધે આને સવાશેર
આનાના હિસાબમાં અડધે ૯૫આને મણ આવે તે બતાવવું.

### દાખલા.

૧ રૂ. ૩૪) એક બેડીઉ તો ૩ મણનું શું?
૨ રૂ. ૧૬।।= એક બેડીઉ તો ૫ મણનું શું?
૩ રૂ. ૨૪।। એક બેડીઉ તો રૂ. ૪।।=। નું કેટલું?
૪ રૂ. ૩૮।।= એક બેડીઉ તો રૂ. ૪।।।-। નું કેટલું?
+૫ ૨।। પૈસે એક શેર તો બેડીઆનું શું?
૬ સવાઆને શેર તો બેડીઆનું શું?
૭ રૂ. ૧૬।।= ૧ બેડીઉ તો ૨।।। મણને ૮ શેરનું શું?
૮ રૂ. ૨૫) ૧ બેડીઉ તો ૧ કોથળાનું શું?
૯ રૂ. ૧૮) ૧ બેડીઉ તો ૧ ખાંડીનું શું?
૧૦ રૂ. ૬) નું ૫ મણ તો ૬। શેરનું શું?
૧૧ રૂ. ૧૯।। એક તોલો તો ૨। ગદીઆણાને ૨ વાલનું શું?
૧૨ રૂ. ૧૭।। એક તોલો તો રૂ. ૪૪।।।-।। નું કેટલું?

---

+ બેડીઆના શેર ૧૨૮૦ એટલે પૈસે શેર હોય તો ૧૨૮૦ શેરના ૧૨૮૦ પૈસા એટલે વીશ રૂપિયા થયા. જેથી જેટલે પૈસે શેર તેથી ૨૦ ગણે રૂપિયે બેડીઉ. એજ પ્રમાણે આના હોય તો ૮૦ ગણે રૂપિયે બેડીઉ.

૧૩ રૂ. ૧।~ તોલો ચાંદી હોય તો ૪૪।। તોલાનું શું?

૧૪ રૂ. ૧૮।।। એક તોલો તો રૂ. ૧।।~નું કેટલા માસા?

૧૫ રૂ. ૧૮।।= એક તોલો તો ૬।। તોલા ૨।। ગદી. ૩ વાલનું શું?

૧૬ રૂ. ૦)~ આનાની ૨ વાલ ચાંદી તો એક તોલાનું શું?

૧૭ એક તોલા ચાંદીનો રૂ. ૧) ૦। હોય તો રૂ. ૪૦।।= ની કેટલી?

૧૮ રૂ. ૦)= એક રતિ તો ૧ તોલાનું શું?

×૧૯ ૨ પાઇએ એક રતી તો ૧ તોલાનું શું?

૨૦ રૂ. ૦)≡૨ પાઇનું એક રતી તો રૂ. ૮૫।। નું કેટલું?

૨૧ રૂ. ૭।। એકમણ તો ૧। શેરનું શું?

૨૨ રૂ. ૪૫।। એકમણ તો ૩।।। શેરનું શું?

૨૩ રૂ. ૧૬।।= એકમણ તો ૭।। શેરનું શું?

૨૪ રૂ. ૨૩।।= એકમણ તો ૧૨।। શેરનું શું?

૨૫ રૂ. ૦)≡।। એકમણ તો રૂ. ૧।।। નું કેટલું?

૨૬ રૂ. ૧) નું ૧।। શેર તો ૧।। મણનું શું?

૨૭ રૂ. ૧।।।~ એકમણ બાજરી તો રૂ. ૫૮) ની કેટલી?

૨૮ રૂ. ૨।≈।। એકમણ તો ૧ બેડીઆનું શું?

૨૯ ૦)= નવટાંકના રૂ. ૨।।= બેસે તો ૪ શેરનું શું?

૩૦ ૦।।। શેરના રૂ. ૩।≡ તો ૧ મણ ૮ શેરનું શું?

૩૧ ૯૦, નારંગીના રૂ. ૮ બેસે તો ૩ નંગનું શું?

૩૨ ૨ ટોપીના રૂ. ૫। બેસે તો ૬૪ ટોપીનું શું?

૩૩ ચારમણ ઘીના રૂ. ૧૪૪) બેસે તો (૫) પાંચશેર ઘીનું શું?

૩૪ ચાર ખાંડીના રૂ. ૧૭૬) બેસે તો ૨।। મણનું શું?

---

× તોલાની રતિ ૯૬ ને રૂપિયાની પાઇ ૧૯૨ એટલે એકસો-આણું અડધે ૯૬ જેથી જેટલી પાઇએ રતી તેથી ૦।। ગણે રૂપિયે તોલો.

૩૫ સવામણ સાકરના રૂ. ૧૫) બેસે તો ૪૦ મણનું શું?

૩૬ રૂ. ૭) છે તે નિશાળના ૩૨ છોકરા વચ્ચે વહેંચે તો દરેકને શું આવે?

૩૭ સવાશેર શાકના ૦)=ા આના તો ૧ મણનું શું?

૩૮ અઢીશેર શાકના ૦)≡ા આના તો ૨ મણનું શું?

૩૯ ૨૦ શેર દૂધના રૂ. ૧ા= બેસે તો ૧ કળશીનું શું?

૪૦ સવાશેર દૂધમાંથી ૦ા= પાશેરને નવટાંક બાસુદી નીકળી તો ૧ મણ દૂધમાંથી કેટલી નીકળે?

## મનોયત્ન ૪ થું.

### ૬૪ નું ગુણોત્તર.

એક રૂપિયો ને એક પૈસો
કળશી અને દશશેર ( દશશેરનું એક તોલું )
મણ અને અડધોશેરને નવટાંક
ખાંડી અને સાડાબારશેર
બેડીઉ અને વીશશેર
ગાલ્લી અને પોણીઓગણીશશેર
ભાર અને પંદરશેર
આઠફુટ અને ૧ા ઇંચ

| | |
|---|---|
| રૂપીઓ અને પૈસાનું ગુણોતર? | ૬૪ |
| કળશી અને દશશેરનું ગુણોતર? | ૬૪ |
| મણ અને ૦ા= નું ગુણોતર? | ૬૪ |
| ૧૨½ શેર અને ખાંડીનું ગુણોતર? | ૧/૬૪ |
| ૨૦ શેરને બેડીઆનું ગુણોતર? | ૧/૬૪ |
| ભાર અને પંદરશેરનું ગુણોતર? | ૬૪ |
| આઠફુટને ૧ા ઇંચનું ગુણોતર? | ૬૪ |
| રૂપિયાને પૈસાનું ગુણોતર? | ૬૪ |
| કળશી અને દશ શેરનું ગુણોતર? | ૬૪ |

| | |
|---|---|
| મણ અને શેર ૦ાા=નું ગુણોતર? | ૬૪ |
| ૧૨ાા શેર અને ખાંડીનું ગુણોતર? | ૧/૬૪ |
| ૨૦ શેર અને બેડીઆનું ગુણોતર? | ૧/૬૪ |
| ભાર અને પંદર શેરનું ગુણોતર? | ૬૪ |
| આઠ ફુટ અને ૧ાા ઇંચનું ગુણોતર? | ૬૪ |

રૂપિયાના પૈસા ૬૪ અને મણનો ૬૪ મો ભાગ શેર ૦ાા= છે તે બે બરાબર છે જેથી જેટલે રૂપિયે મણ તેથી તેટલા પૈસાનું શેર ૦ાા= આ પ્રમાણે કુંચી થાય છે. અને ઉપર પ્રમાણે ખાંડી વગેરેમાં પણ તેજ પ્રમાણે સમજવું જેમકે.

જેટલે રૂપિયે મણ તેટલા પૈસાનું શેર ૦ાા=
જેટલે રૂપિયે કળશી તેટલા પૈસાનું ૧૦ શેર
જેટલે રૂપિયે ખાંડી તેટલા પૈસાનું ૧૨ાા શેર
જેટલે રૂપિયે બેડીઉ તેટલા પૈસાનું વીશ શેર
જેટલે રૂપિયે ગાહ્રી તેટલા પૈસાનું ૧૮ાાા શેર
જેટલે રૂપિયે ભાર તેટલા પૈસાનું પંદરશેર
જેટલે રૂપિયે ફુટ તેટલા પૈસાનું ૧ાા ઇંચ

ઉપર પ્રમાણે આનામાં હોય તો પૈસાને બદલે ઉપ-પૈસા સમજવા.

## દાખલા.

૧ રૂ. ૭) એક મણ તો શેર ૦ાા= નું શું?
૨ રૂ. ૧૨ાા એક મણ તો શેર ૩)= નું શું?
૩ રૂ. ૧૦) એક મણ તો ૦ા- આનાનું કેટલું?
૪ ૮ પૈસાનું શેર ૦ાા= શાક મળે તો ૧ મણનું શું?
૫ રૂ. ૧૩ાા ૧ ખાંડી તો ૧૨ાા શેરનું શું?
૬ રૂ. ૨૮ાા ૧ ખાંડી તો ૧ા મણનું શું?
૭ રૂ. ૧૪ાાા= ૧ ખાંડી તો ૦ાા મણ ૫ શેરનું શું?
૮ ૭ પૈસાનું ૧૨ાા શેર શાક મળે તો ૧ ખાંડીનું શું?

૯ રૂ. ૧૫) ૧ એક ખાંડી તો ૦|=ા આનાનું કેટલું?
૧૦ ૨ ખાંડીના રૂ. ૩૨) બેસે તો ૨૫ શેરનું શું?
૧૧ રૂ. ૭ાા એક કળશી તો ૧૦ શેરનું શું?
૧૨ રૂ. ૧૪ાા એક કળશી તો ૧ાા મણનું શું?
૧૩ રૂ. ૧૬ા= એક કળશી તો ૦ા મણનું શું?
૧૪ રૂ. ૧૯) એક કળશી તો રૂ. ૦ા૦ાાનું કેટલું?
૧૫ ૩ પૈસાનું ૧૦ શેર તો ૧ કળશીનું શું?
૧૬ ૧ાા કળશીના રૂ. ૪૮) બેસે તો ૧૫ શેરનું શું?
૧૭ રૂ. ૧૨ાા ૧ બેડીઉ તો ૨૦ શેરનું શું?
૧૮ રૂ. ૧૪ાા= ૧ બેડીઉ તો ૨૦ શેરનું શું?
૧૯ રૂ. ૨૭ાા ૧ બેડીઉ તો ૦ાા મણનું શું?
૨૦ રૂ. ૯ા= ૧ બેડીઉ તો ૨ાા બેડીયાં ૨ાા મણનું શું?
૨૧ ૩ાા પૈસાની ૨૦ શેર ભાજી મળે તો ૧ બેડીઆનું શું?
૨૨ ૧ા બેડીઆના રૂ. ૧૬) બેસે તો ૨૫ શેરનું શું?
૨૩ રૂ. ૧૮) એક ગાલ્લી તો ૧૮ાા શેરનું શું?
૨૪ રૂ. ૧૬ા એક ગાલી તો ૧ાા મણ ૫ શેરનું શું?
૨૫ રૂ. ૨૨ા= એક ગાલી તો ૦ાાા મણ ૭ાા શેરનું શું?
૨૬ ૫ પૈસાની ૧૮ાા શેર મળે તો એક ગાલ્લીનું શું?
૨૭ ૨ ગાલ્લીના રૂ. ૪૮) બેસે તો ૩૭ાા શેરનું શું?
૨૮ ૧ાા ઇંચનો ૦)−ાા પડે તો ૮ ફુટનું શું?
૨૯ ૩ કલાકમાં ૪ પાના લખાય તો ૮ દિવસમાં કેટલાં લખાય?
૩૦ ૨ા ઇંચના ૦)= બેસે તો ૧૨ ફુટનું શું?
૩૧ ૧ાા કલાકમાં ૩ ગાઉ જવાય તો ૪ દિવસમાં કેટલું જવાય?
૩૨ ૨ાા માણીના રૂ. ૩૬) બેસે તો ૧૮ાા શેરનું?
૩૩ ૨ પૈસાનું ૭ાા શેર તો ૧ માણીનું શું?

## મનોયત્ન ૫ મું.

### ૨૫૬ નું ગુણોત્તર.

રૂપિયો અને ૦૫આના
ચાર રૂપિયા અને એક પૈસો
દોકડો અને વીસવાસી
પૌંડ અને દ્રામ
કળશી અને ૨॥ શેર
એડીઉ અને પાંચ શેર

### ગુણોત્તર.

રૂપિયો અને ૦૫આનાનું ગુણોતર ૨૫૬
એક પૈસોને ચાર રૂપિયાનું ગુણોતર $\frac{૧}{૨૫૬}$
દોકડો અને વીસવાસીનું ગુણોતર ૨૫૬
પૌંડ અને દ્રામનું ગુણોતર ૨૫૬
૨॥ શેર અને કળશીનું ગુણોતર $\frac{૧}{૨૫૬}$
એડીઉ અને પાંચ શેરનું ગુણોતર ૨૫૬

ઉતરતા પરીમાણના એકમ ઉપરથી ભારે પરીમાણની કીંમત કાઢવી હોય તો.

૧ દ્રામ દવાનો ૦) ‒ બેસે તો એક રતલનું શું ?
૧૬ દ્રામનો ઔંસ ને ૧૬ ઔંસનો પૌંડ.

એટલે ૧ દ્રામનો ૧ આનો તો ૧૬ દ્રામના સોળ આના એટલે એક રૂપિયો ને સોળ દ્રામ એટલે એક ઔંસનો એક રૂપિયો ને સોળ ઔંસના સોળ રૂપિઆ સોળ આંસ એટલે એક રતલ ૧×૧૬×૧૬=૨૫૬ આના=૧૬ રૂપિયા.

ઉપર પ્રમાણે ઉતરતા પરીમાણમાં લાવવાનું હોય તો થઇ શકે છે તેજ પ્રમાણે ચઢતા પરીમાણમાં લાવવાનું હોય નીચે પ્રમાણે.

એક રતલ દવાના રૂ. ૨૪ બેસે તો ૧ ડ્રામનું શું?
૨૪÷૧૬=૧॥ રૂપિયો એક ઔંસનો થયો ૧॥÷૧૬
દોઢ રૂપિયાના ૨૪ આના તેને ૧૬ ભાગતાં ૦)ના આનો
આવ્યો તે ડ્રામનો થયો.

તે પ્રમાણે બીજા હિસાબ થઇ શકે.
જેટલે રૂપિયે કળશી તેટલે ઉપઆને અઢીશેર
જેટલે રૂપયે બેડીઉ તેટલે ઉપઆને પાંચશેર.

## દાખલા.

૧ એક ડ્રામના ૦)ᴧ આના તો પૌંડનું શું?
૨ એક ડ્રામના ૦)ᴧ॥ આના તો ૧૪ રૂપિયાની કેટલી
૩ એક વાલના ૦। ૦॥ આના તો ૮ તોલાનું શું?
૪ એક છોકરાદીઠ ૦)= ફી લેતાં એક નિશાળમાં
રૂ. ૩૨) ફી આવી તો કેટલા છોકરા હશે.
૫ ૩ વીશવાશાની ૧ ચણોઠી મળે તો ૩ દોકડાની કેટલી
૬ ચાર રૂપિયા ૨૫૬ ગરીબોને વહેંચી આપો તો દરેકને
શું આવશે.
૭ ૨॥ શેર ભાજીનો ૦)ᴧ॥ આનો તો કળશીનું શું?
૮ રૂ. ૮) એક કળશી તો ૨॥ શેરનું શું?
૯ રૂ. ૧૨॥ એક કળશી તો રૂ. ૦।ᴧ નું કેટલું?
૧૦ રૂ. ૧૮॥ એક કળશી તો રૂ. ૦। ૦॥ ૧॥ પાઇનું કેટલું?
૧૧ એક પૈસાનું શેર ૨॥ તો એક કળશીનું શું?
૧૨ એક પૈસાનું શેર પાંચ તો એક બેડીઆનું શું?
૧૩ ૨॥ શેર શાકના ૦)= તો એક બેડીઆનું શું?
૧૪ રૂ. ૧૨) એક બેડીઉ તો ૫ શેરનું શું?
૧૫ રૂ. ૧૬॥ એક બેડીઉ તો રૂ. ૦॥ ૦। નું કેટલું?
૧૬ રૂ. ૨૫॥ એક બેડીઉ તો રૂ. ૦॥ᴧ॥૦॥ પાઇનું શું?
૧૭ એક રબડના ૦)ᴧ આનો તો ૨૫૬) રબડનું શું?

૧૮ એક પૈસાનું એક શેર તો રૂ. ૪) નું કેટલું ?
૧૯ ઘર દીઠ રૂ. ૦I— લેતાં એક ગામમાં રૂ. ૮૦) આવ્યા તો ઘર કેટલા હશે ?
૨૦ એક શેરના ૮ પેંડા થાય છે. તેવા એક નિશાળના ૨૫૬ છોકરાઓને અકેક પેંડો આપ્યો. મણ પેંડાનો ભાવ રૂ. ૧૫) છે તો કેટલા રૂપિયાના પેંડા થયા.

મનોયત્ન ૬ ઠું.

૧૦ નું ગુણોત્તર.
હજાર અને સેંકડો
સેકડો અને દશનંગ
રૂપિયો અને દશ દોકડા
આનો અને દશ બદામ

હજાર અને સેંકડાનું ગુણોત્તર ૧૦
દશ નંગ અને સેંકડાનું ગુણોત્તર $\frac{૧}{૧૦}$
રૂપીઓ અને દશ દોકડાનું ગુણોત્તર ૧૦
આનો અને દશ બદામનું ગુણોત્તર ૧૦
૨ નંગ અને કોડીનું ગુણોત્તર $\frac{૧}{૧૦}$
ચાર શેર અને મણનું ગુણોત્તર $\frac{૧}{૧૦}$
પૌંડ અને ૨ શિલિંગનું ગુણોત્તર ૧૦
ખાંડી અને ૨ મણનું ગુણોત્તર ૧૦

ઉતરતા પરીમાણુમાં નીચે પ્રમાણે થાય છે.

એક રૂપિયાનું હજાર તો સેંકડાનું શું એટલે રૂપિયાના દોકડા સો અને હજારના સેંકડા દશ જેથી દશ ગણે દોકડો સો થાય.

જેથી જેટલે રૂપિયે હજાર તેથી દશ ગણે દોકડે સો.
જેટલે રૂપિયે સેંકડો તેથી દશ ગણે દોકડે ૧૦ નંગ
આનામાં દશ ગણી બદામે સો આવે.

## દાખલા.

૧ રૂ. ૩ાા એક હજાર તો સો નંગનું શું ?
૨ રૂ. ૬ાા= એક હજાર તો બસો નંગનું શું ?
૩ રૂ. ૮ાા એક હજાર તો રૂ. ૨ાા= નું કેટલું ?
૪ રૂ. ૪ા= એક હજાર તો રૂ. ૩)– નું કેટલું ?
૫ ૨૩ાા એકસો તો ૧૦ નંગનું શું ?
૬ ૨ પૈસાની ૧૦૦ ટાંકણી મળે તો ૨૪૦૦ ટાંકણીનું શું
૭ ૩ પૈસાની ૧૦૦ ટાંકણી મળે તો રૂ. ૦ાાત્રનીકેટલી ?
૮ ૧૦૦ પુળાના રૂ. ૨ાા= બેસે તો ૧૨૦૦ પુળાનું શું ?
૯ ૩ ચોપડીના રૂ. ૨ાત્ર બેસે તો ૩૦ ચોપડાયોનું શું ?
૧૦ ૫ ચોપડીઓના રૂ. ૩ાા બેસે તો રૂ. ૩૦ માંથી કેટલી ચોપડીઓ આવે ?
૧૧ ૯ શેર બરફીના રૂ. ૩ાાત્ર બેસે તો ૨ા મણ બરફીનું શું ?
૧૨ ચાર શેર ઘીના રૂ. ૩ાા= તો ૧ મણનું શું ?
૧૩ એક માણુસને મહીનાના રૂ. ૭૦ મળે છે તો ૩ દિવસનું શું મળશે ?
૧૪ ૩ દિવસમાં રૂ. પા કમાય છે તો ૧ મહીનામાં શું મળશે.
૧૫ સો રૂપિયાની ચોપડીઓ ઉપર દશ ટકા કમીશન મળે છે. એ લેખે એક માણુસ કમીશન કાપીને રૂ. ૬૭ાાની ચોપડીઓ લાવ્યો તો ચોપડીની કીંમત કેટલી હશે ?
૧૬ ૦)ત્રાા આનાના સો પાન મળે છે તો દશ પાનનું શું આપવું ?
૧૭ રૂ. ૧પાા= એક ખાંડી તો ૨ મણનું શું ?
૧૮ રૂ. ૨૨ાા એક ગાડી તો ૩ મણનું શું ?
૧૯ રૂ. ત્રાનું અડધોમણ તો એક કોથળાનું શું ?

૨૦ એક વીઘાની દાણના રૂ. ૧૮ાા પડે તો ૨ વશાનું શું ?
+૨૧ એક રીમના રૂ. ૩ાાા= તો ૧ ગાંસડીનું શું ?
૨૨ રૂ. ૪૭ાા એક ગાંસડી તો ૩ રીમનું શું ?
૨૩ રૂ. ૦)ાા ડઝન પ્રમાણે રૂ. ૨)૦ાા ના કેટલા ડઝન આવે?
૨૪ રૂ. ૧૮ાાા એકહજાર તો ૧૨૫ નંગનું શું ?

## મનોયત્ન ૭ મું.

### ૨૪૦ નું ગુણોત્તર.

પૌંડ અને પેન્સ.

મોહોર અને આના.

### ગુણોત્તર.

| | |
|---|---|
| પૌંડ અને પેન્સનું ગુણોતર | ૨૪૦ |
| આના અને મોહોરનું ગુણોતર | $\frac{૧}{૨૪૦}$ |
| માણી અને ૨ શેરનું ગુણોતર | ૨૪૦ |
| ભાર અને ૪ શેરનું ગુણોતર | ૨૪૦ |
| પાંચશેર અને ગાલીનું ગુણોતર | $\frac{૧}{૨૪૦}$ |
| સવા રૂપિયો અને ૧ પાઇનું ગુણોતર | ૨૪૦ |

૨૪૦ ના ભાગ નીચે પ્રમાણે છે.

૩૦× ૮=૨૪૦
૪૦× ૬=૨૪૦
૨૪×૧૦=૨૪૦
૨૦×૧૨=૨૪૦
૧૬×૧૫=૨૪૦

ઉપર પ્રમાણેના ભાગમાંથી જે ભાગથી સહેલાઇથી થઇ શકે તે ઉપયોગમાં લેવા. ત્રીસે ભાગવા માટે ૭ાા ને ૫ા ઉપયોગી છે તે બરાબર શીખવવો.

+ એક ગાંસડીમાં દશ રીમ કાગળના ગણેલા છે.

## દાખલા.

૧ રૂ. ૩૦) એકમાણી તો ૨ શેરનું શું?
૨ રૂ. ૪૫) એકભાર તો ૪ શેરનું શું?
૩ રૂ. ૭૫) એકગાલી તો ૫ શેરનું શું?
૪ બશેર શાકના ૦)=ાાા તો ૧ માણીનું શું?
૫ ચારશેર શાકના ૦)=ા તો ૧ ભારનું શું?
૬ પાંચશેર શાકના ૦)=ાાા તો ૧ ગાલીનું શું?
૭ રૂ. ૧૮ાાા એકભાર તો ૪ શેરનું શું?
૮ એક કાગળની ૦ાા પાઇ લે છે તો ૦ાા રીમનું શું આપવું?
૯ રૂ. ૭ાા એકરીમ મળે તો ૨ કાગળનું શું?
૧૦ એક રૂપિયાભાર કેસરના રૂ. ૦ાાા= બેસે તો ૬ શેરનું શું?
૧૧ એક નંગ (વાંસનો) ૦)=ાા આપ્યો તો ૧૨ કોડીનું શું?
૧૨ એક દીવસના પગારના રૂ. ૦ાાા= મળ્યા તો ૮ મહીનાનું?
૧૩ આઠ મહીનામાં રૂ. ૩૭૫ મજુરીના આપ્યા તો ૧ દિવસનું શું પડયું?
૧૪ પાંચશેર બાજરીના રૂ. ૦ા= બેસે તો ૧ાા ખાંડીનું શું?
૧૫ એક ચોપડીના ૦)=ાા બેસે તો ૨૦ ડઝન ચોપડીઓનું શું?
૧૬ મારી પાસે પાંચ પૌંડ છે ને નિશાળમાં ૨૪૦ છોકરા છે તો દરેકને સરખું વહેંચવાથી શું શું આવશે?
૧૭ મારી પાસે ૧૦ મોહોર છે દરેક નિશાળીઆને દશ-આના પ્રમાણે આપતાં કેટલા નિશાળીઆને અપાશે?
૧૮ એક પેન્સીલનો ૦)૦ાાા આનો તો ૨૦ ડઝનનું શું?
૧૯ ૨૪૦ જામફળના રૂ. ૧૭ાા પડે તો ૨૪ નંગનું શું?
૨૦ ૨૪૦ કેરીઓના રૂ. ૧૮ાાા પડે તો ૧૬ નું શું?

## મનોચક્ર ૧૮ મું.

### ૩૨૦ નું ગુણોત્તર.

મણ અને નવટાંક.
આઠશેર ને રૂપિયાભાર.
વીશ રૂપિયા ને એકઆનો.

### ગુણોત્તર.

| | |
|---|---|
| મણ અને નવટાંકનું ગુણોતર | ૩૨૦ |
| આઠશેર અને રૂપિયાભારનું ગુણોતર | ૩૨૦ |
| એક આનો અને વીસ રૂપિયાનું ગુણોતર | $\frac{૧}{૩૨૦}$ |
| એક પૈસો અને પાંચ રૂપિયાનું ગુણોતર | $\frac{૧}{૩૨૦}$ |
| એક રૂપિયો અને પાંચ બદામનું ગુણોતર | ૩૨૦ |
| કળશી અને ૨ શેરનું ગુણોતર | ૩૨૦ |
| ૧॥ શેર અને માણીનું ગુણોતર | $\frac{૧}{૩૨૦}$ |

ત્રણસોવીસના ભાગ નીચે પ્રમાણે પડે.

૪૦× ૮=૩૨૦

૩૨×૧૦=૩૨૦

૨૦×૧૬=૩૨૦

ઉપર પ્રમાણેના ભાગ પૈકી જેનો સંબંધ સહેલો પડે તે પ્રમાણે ભાગ લઇ દાખલા બતાવવા.

એક મણના નવટાંક ૩૨૦ અને રૂપિયાની બદામ ૧૬૦૦ છે તે પાંચ ગણી છે. જેથી જેટલે રૂપિયે મણ તેથી પાંચગણી બદામે નવટાંક અને આને હોય તો પાંચગણી વીશવાશીએ નવટાંક એ રીતે કુંચી થાય છે.

### દાખલા.

૧ રૂ. ૧૫॥ ૧ મણ તો ૦)॥નું શું?
૨ રૂ. ૧૮॥૮ ૧ મણ તો ૦। શેરનું શું?
૩ રૂ. ૨૩॥। ૧ મણ તો રૂ. ૦।૦॥।નું કેટલું?

૪ ૨॥ પૈસાનું ૦)≈ તો ૧ મણનું શું?
૫ ૨ શેરના ૦)≈ આના તો ૧ કળશીનું શું?
૬ ૧॥ શેરના ૦)≈॥ આના તો ૧ માણીનું શું?
૭ એક માઇલની ૦-૦-૯ પાઇ તો ૩૨૦ માઇલનું શું?
૮ ૩૨૦ માઇલ જવા માટે ભાડાના રૂ. ૨૫) બેઠા તો ૧ માઇલનું શું ભાડું.
૯ ૧૧૨૦ જાણુફળ ૩૨૦ છોકરા વચ્ચે વહેંચી આપો દરેકને શું આવશે?
૧૦ મારી પાસે પાંચ રૂપિયા છે તે ૩૨૦ છોકરાઓને વહેંચી આપો દરેકને શું આવશે?
૧૧ મારી પાસે રૂ. ૩૯) છે. એક માઇલ જવાનું ભાડું ૦)–॥। આના લે છે તો કેટલા માઇલ દુર જવાશે?
૧૨ એક કાગળની ૬ પાઇ લેખે મેં દશ રૂપિયાના કાગળ લીધા તો તે કેટલા આવ્યા ને તે કાગળ શા પ્રમાણે રીમ પડયા.
૧૩ એક નિશાળમાં ૩૨૦ છોકરાને વહેંચવાને પેંડા આણ્યા તે એક શેરના દશ નંગ થાય છે. મણનો ભાવ રૂ. ૨૦) હોય તો તે કેટલા રૂપિયાના થાય.
૧૪ એક પેન્સીલની ૪ પાઇ તો ૩૨૦ પેન્સીલનું શું?
૧૫ રૂ. ૩૦)ની ૩૨૦ પેન્સીલ આવી તો ૧ પેન્સીલનું શું?

## પરચુરણ હિસાબ.

૧ રૂ. ૪) નું ૯॥ મણ ૪ શેર તો ૦)૦। નું કેટલું? ૧॥ શેર
૨ રૂ. ૩૨) નું ૧ મણ ૮ શેર તો ૦)≈ નું કેટલું? ૩ અધોળ
૩ રૂ.૧૬)નું ૦। મણ ૬ શેર તો ૦)–અધોળનું શું?૦)–આનો
૪ રૂ.૧૨)નું ૬। મણ ૬ શેર તો ૦)૦॥।આનાનું કેટલું? ૧ શેર
૫ રૂ. ૩૬) એક બેડીઉ તો ૨ મણ ૫ શેરનું? રૂ. ૨।≈
૬ રૂ.૨૨)એક કળશી તો ૪ મણ ૨॥ શેરનું? રૂ.૫॥–।૧॥

૭ ૯ શેર મરચાનાં રૂ. ૧।।।≈બેસે તો રૂ. ૧)ભારનું શું ૧ પાઇ
૮ એક વર્ષમાં રૂ.૩૭।। બચે તો ૧ દિવસમાં શું બચે?૦)⌐।।
૯ રૂ.૨૨।નું ૯ મણ તો ૦)⌐ આનાનું કેટલું શેર
૧૦ રૂ.૧૧।નું ૨। મણી તો ૦)૦।। આનાનું કેટલું ? ૦। શેર
૧૧ રૂ.૧૬।।।≈ નું ૪।। મણ તો ૦।। શેરનું શું ? ૦।।આનો
૧૨ રૂ.૧૨।। એક ખાંડી તો રૂ. ૧।।⌐નું કેટલું ? ૨।। મણ
૧૩ રૂ.૭૨) એક ગાડી તો ૭।।। મણનું રૂ. ૯)
૧૪ રૂ.૧) નું એક શેર મળે તો ૦)≈ નું કેટલું ? નવટાંક
૧૫ રૂ. ૨૬)એક માણુ તો ૧।। મણનું શું ? રૂ. ૩।
૧૬ રૂ. ૮૪) એક ભાર તો રૂ. ૧૦।। નું કેટલું ? ૩ મણ
૧૭ રૂ. ૩૫) પગાર તો ૨।। માસ ૩ દિવસનું શું ? રૂ.૯૧)
૧૮ રૂ. ૫।⌐ એક મણ તો ૩ મણ ૪ શેરનું શું ? રૂ.૧૬।≈।।
૧૯ રૂ. ૬૭।। એક કોડી તો રૂ. ૬।।। નું કેટલું ? ૨ નંગ
૨૦ રૂ. ૧૯૭।। એક એકર જમીન મળે તો રૂ. ૧૯।। ની
કેટલી ? ૪ ગુંઠા
૨૧ ૨।। શેર તેલના રૂ. ૧)⌐।। બેસે તો
રૂ. ૦)⌐।।। નું કેટલું ? ૦। શેર
૨૨ રૂ.૬૯) એક કળશી તો રૂ. ૭૩।⌐ નું કેટલું ? ૧૭ મણ
૨૩ રૂ.૬૦।।। એક ભાર તો ૨।। ભાર ૧।નું શું?રૂ.૧૫૫।≈।।।
૨૪ રૂ.૩૭।।। એક તોલો તો રૂ. ૨)⌐।।નું કેટલું ? ૨ વાલ
૨૫ ૧।। શેર ચારોળીના રૂ. ૧।।। પડે તો
રૂ. ૦)⌐।।। ની કેટલી ? ૧।। અધોળ
૨૬ રૂ. ૦।।⌐ ના બે ધા કાગળ મળે તો
૩ કાગળનું શું ? અડધો આનો ૦।।। પાઇ
૨૭ રૂ. ૬૫।। એક બેડીઉ તો ૧।। બેડીઉ
૧ મણનું શું ? રૂ. ૧૦૦। ૦।।।

૨૮ રૂ. ૪૫॥ એક કળશી તો ૦॥ કળશી
૦॥ મણનું શું ? રૂ. ૨૪)॥॥
૨૯ રૂ. ૩॥ એક ગજ તો ૦)–॥॥ નું કેટલું ? ૦॥॥ તસુ
૩૦ એક ચોપડીના ૭॥ પેન્સ તો ૧ પૌંડની
કેટલી ચોકડી ? ૩૨ ચોપડી
૩૧ રૂ. ૪૫) એક ભાર તો ૭॥ શેરનું શું ? રૂ. ૦૧ –॥ ૧॥ પા.
૩૨ રૂ. ૦)૦॥॥ એક શેર મળે તો રૂ. ૩) નું
કેટલું ? ૧॥ મણ ૪ શેર
૩૩ રૂ. ૪૮॥ એક બેડીક તો રૂ. ૦॥॥ ને
૧॥ પાઇનું શું ? ૦॥ મણ
૩૪ રૂ. ૨૯॥ એક તોલો તો ૩ રતિનું શું ? રૂ.૦॥॥॥॥
૩૫ રૂ. ૩૦) એક કળશી તો રૂ. ૦॥ ૦૧ નું કેટલું ? ૦૧ મણ
૩૬ રૂ. ૧)॥॥નું ૦૧ મણ ૫શેર તો ૧ ભારનું શું ?રૂ.૭૫)
૩૭ રૂ. ૫૧। એક ખાંડી તો ૦૧ મણ ૨॥ શેર નું
શું ? રૂ. ૦॥॥ ૫)૧
૩૮ રૂ. ૧૫) ની એક ગાદી તો ૦)– આનાનું કેટલું ? ૫ શેર
૩૯ રૂ. ૩॥નું ૧॥ મણ તો ૦)૦૧ આનાનું કેટલું ? ૦૧ શેર
૪૦ રૂ. ૧૨૮) એક ભાર તો ૪॥ શેરનું શું ? રૂ. ૦॥ ૧૦
૪૧ રૂ. ૨૨॥ બાર કોડી વળીઓ મળે તો
૧ નંગનું શું ? ૦)–॥ આનો
૪૨ રૂ. ૮॥ નું ૪॥ મણ તો ૧ શેરનું શું ? ૦)૦॥॥ આનો
૪૩ રૂ. ૧૦) નું ૬ મણ તો ૦)૦॥ આનાનું કેટલું ? ૦॥॥ શેર
૪૪ રૂ. ૧॥ નું ૧॥ મણ ૪ શેર તો ૪॥ પાઇનું
કેટલું ? ૧ શેર
૪૫ રૂ. ૨૨) એક કળશી તો રૂ. ૦–॥ નું કેટલું ? ૦૧ મણ
૪૬ રૂ. ૩૦૦) એક ભાર તો રૂ. ૪॥નું કેટલું ? ૦૧ મણ ૫ શેર
૪૭ ૨॥ પૈસાનું શેર શાક મળે તો ૩ મણ ૮ શેરનું શું ? રૂ.૫

૪૮ રૂ.૧)નું શેર૧)‌= તો ૩ાા મણ ૪ શેરનું શું? રૂ. ૧૨૮)

૪૯ રૂ. ૧૨) નું ૬ા મણ ૬ શેર તો ૦)ડાાા નું કેટલું? શેર ૧)

૫૦ દરરોજ એક પૈસો વ્યાજ આવે તો વાર્ષિક
વ્યાજ શું આવે? રૂ. ૫ાા=

૫૧ એક વર્ષમાં ૦ાા મણ રાા શેર મીઠું વપરાય તો
રોજ કેટલું વપરાય? ૦)– અધોળ

૫૨ એક ખેડુતને ૧૫ ભાર કપાસના રૂ. ૩૬૦૦)
મળ્યા તો મણનો ભાવ કેટલો? રૂ. ૬૦)

૫૩ રૂ. ૦ા≡ા ની ૧૪૫ પેનો મળે તો ૭૫ પેનોનું શું? રૂ. ૦)≡ાાા

૫૪ ૫/૮ રૂપિયામાંથી શું બાદ કરીએ તો રૂ. ૦ા≡ થાય? રૂ. ૦)≡

૫૫ ૩/૪ માંથી .૭૪ બાદ કરીએ તો બાકી શું રહે? .૦૧

૫૬ ૦ાા રૂપિયો એ ૫/૮ નો કેટલામે ભાગ છે? ૫મો ભાગ

૫૭ દર વરસે દર સેંકડે ૧૦ ટકા લેખે રૂ. ૨૦૦) નું
બે વર્ષનું વ્યાજ શું? રૂ. ૪૦)

૫૮ ૮ આનાની તેરીખે રૂ. ૩૦૦) નું ૨ માસનું
વ્યાજ શું? રૂ. ૩)

૫૯ દોકડાની તેરીખે રૂ. ૨૫) ૩ માસ રહ્યા ત્યારે
વ્યાજ કેટલું આવે? રૂ. ૦ાા

૬૦ ૬૪/૬૪ રૂપિયામાંથી શું બાદ કરીએ તો ૧૧ પાઇ આવે? ૧ પાઇ

## સમાપ્ત.

નવા ધોરણ મુજબ મુખગણીતનો વિષય ગુણોતરમાં શીખવવાનો છે તે પ્રમાણે ઉપરના હિસાબો બતાવ્યા છે પરંતુ વ્યવહારમાં તે સિવાયના કેટલાક અતિ ઉપયોગી હિસાબ આવે છે જે નીચે બતાવ્યા છે તે શિખવવાથી વિદ્યાર્થીને ઘણું નવું જાણવાનું મળશે ને તેમની બુદ્ધિ કેળવાશે.

## વ્યાજના હિસાબ.

૧ લેવડ દેવડમાં એક બીજાને રૂપિયા આપવા પડે છે તેમ લેવા પડે છે એ રૂપિયા પાછા આપતી વખત જે વધારે રકમ ( મહેનતાણું ) આપવામાં આવે છે તેને વ્યાજ કહે છે અને તે સો રૂપિયા ઉપર ગણાય છે.

૨ કેટલેક ઠેકાણે તે અમુક ટકાથી ગણાય છે ને કેટલેક ઠેકાણે અમુક તેરીખથી ગણાય છે. ટકા ગણાય છે તે સો રૂપિયા ઉપર વરસ દિવસના ગણાય છે. એટલે વરસે દિવસનું તેટલુ વ્યાજ કહેવાય છે જેમકે ૬ ટકા કહ્યા હોય તો રૂ. ૧૦૦) નું વરસ દિવસનું વ્યાજ ૬ રૂપિયા ગણાય તેરીખ કહી હોય તો તે મહીનાનું વ્યાજ ગણાય છે જેમકે આઠ આનાની તેરીખ કહી છે તો મહીનાનું રૂ. ૧૦૦) નું વ્યાજ આઠ આના એટલે વરસ દિવસના ૧૨×૮=૯૬ આના થયા એટલે રૂ. ૬ થયા.

૩ આ જાતના હિસાબમાં વ્યાજ કાઢવાનું મુદ્દલ કાઢવાનું ને તેરીખ કાઢવાનું એ ત્રણ રીતનો સમાવેશ થાય છે.

૪ વ્યાજ કાઢવું હોય તો રૂપિયા અને મહીનાનો ગુણાકાર કરી તેને તેરીખે ગુણવાથી બદામો આવે જેમકે રૂ. ૨૦૦) છ મહીના રહ્યા ને ૧૦ આના તેરીખે શું વ્યાજ તો ૨૦૦×૬=૧૨૦૦×૧૦=૧૨૦૦૦ બદામ આવે તેના આના ૧૨૦ અને રૂ. ૭ાા થયા.

બીજી રીતે કરે તો સો રૂપિયાનું ૧ મહીને દશ આના વ્યાજ તો રૂ. ૨૦૦ નું મહીનાનું રૂ. ૧ા થયો તે પ્રમાણે ૬ મહીનાના રૂ. ૭ાા થયા.

એમાં દિવસનું કરવાનું હોય તો રૂપિયા અને દિવ-

સને ગુણાકાર કરી તેને ૩૦ ભાગી ( અથવા સાડા-સાતનો ૫ા ગણી ) જે આવે તે સરમાં ઉમેરી દેવા પછી તેરીખે ગુણવા.

૫ મુદ્દલ કાઢવા માટે મહીના અને તેરીખનો ગુણાકાર કરવો તે રૂ. ૧૦૦ મુદ્દલની રકમ આવે પછી તે જેટલા ગણી વધારે હોય તેટલા વધુ મુદ્દલ સમજવા જેમકે ૬ આનાની તેરીખ છે ને ૪ મહીનામાં રૂ. ૪ાા વ્યાજના આવ્યા તે મુદ્દલ કેટલા હશે. ૬×૪=૨૪ આના એટલે રૂ. ૧ાા સો રૂપિયાનું વ્યાજ થયું. પરંતુ રૂ. ૪ાા વ્યાજના કહેલ છે તેથી ૪ાા÷૧ાા=૩ ગણા છે એટલે ૧૦૦×૩=૩૦૦ મુદ્દલ.

૬ તેરીખ કાઢવા માટે રૂપિયા અને મહીનાનો ગુણાકાર કરવાથી જે આવે તેટલી બદામ ૧ આનાની તેરીખ પ્રમાણે આવે પછી તેનાથી જેટલા ગણા રૂપિયા હોય તેટલા ગણી તેરીખ ગણાય જેમકે રૂ. ૪૦૦)નું ૩ મહીનામાં રૂ. ૬) વ્યાજ આવ્યું તો તેરીખ શી ૪૦૦×૩=૧૨૦૦ બદામ એટલે રૂ. ૦ાાા એક આના તેરીખ પ્રમાણે થયો તો રૂ. ૬÷૦ાાા=૮ ગણા છે જેથી આના તેરીખ.

## દાખલા.

૧ ૫૦ રૂપિયા ૮ મહીના રહ્યા તો ૬ આનાની તેરીખે શું વ્યાજ? રૂ. ૧ાા

૨ ૪૦ રૂપિયા ૯ મહીના રહ્યા તો ૧૦ આના તેરીખે શું વ્યાજ? રૂ. ૨ા

૩ ૧૦૦ રૂપિયા એક મહીનો ૬ દિવસ રહ્યા તો આઠ આના તેરીખે શું વ્યાજ? રૂ. ૦ાા ૧૦ દોકડા.

૪ રૂ. ૭૨ાા‒ ચાર માસને ૬ દિવસ રહ્યા તો ૬ આનાની તેરીખે શું વ્યાજ? રૂ. ૧) ૧૪ા ૨.

૫ ૧૨૫ રૂપિયા ૩ મહીનાને ૩ દિવસ રહ્યા તો ૧ ટકા સેંએ શું વ્યાજ ? ।  રૂ. ૩॥।≈.

૬ ૫ટકા રૂ. ૧૭૫)નું ૨॥ વર્ષનું વ્યાજ શું ? રૂ. ૨૧॥।≈

૭ દર મહીને રૂ. ૦॥~ વ્યાજ આવે છે ને ૬ આનાની તેરીખે છે તો મુદલ કેટલા ?  રૂ. ૧૫૦).

૮ દર વરસે રૂ. ૪૨ વ્યાજ આવે છે તે ૭ આનાની તેરીખ છે તે મુદલ કેટલા ?  રૂ. ૮૦૦.

૯ દરરોજ રૂ. ૦॥~ વ્યાજ આપે છે અને દશઆની તેરીખ છે તો મુદલ શું ?  રૂ. ૨૭૦૦.

૧૦ દરવર્ષે રૂ. ૩૦ વ્યાજ આવે છે અને વ્યાજનો દર ૬ ટકા છે તો મુદલ કેટલા ?  રૂ. ૫૦૦.

૧૧ દર મહીને રૂ. ૩॥ વ્યાજ આવે છે ને ૬ આનાની તેરીખ છે તો મુદલ કેટલા ?  ૧૦૦૦.

૧૨ રૂ. ૬૦૦નું ૪ મહીનાનું વ્યાજ રૂ. ૧૨) આવ્યું તો તેરીખ શી ?  આઠ આના.

૧૩ રૂ. ૧૦૦૦)નું ૩ મહીનાનું વ્યાજ રૂ. ૭॥ આવ્યું તો તેરીખ શી ?  ચાર આના.

૧૪ રૂ. ૧૫૦૦)નું ૧ દિવસનું વ્યાજ રૂ ૦।≈ આવ્યું તો તેરીખ શી ?  બાર આના.

૧૫ રૂ. ૩૦૦)નું ૧ વર્ષનું વ્યાજ રૂ. ૧૩॥ આવ્યું તો તેરીખ શી ?  ૬ આના.

૧૬ ચાર આનાની તેરીખે બમણા કેટલી મુદતે થશે ?  ૩૩ વર્ષ ૪ માસ.

૧૭ આઠ આના તેરીખે બમણા કેટલી મુદતે થશે ?  ૧૬ વર્ષ ૮ માસ

૧૮ બાર આના તેરીખે બમણા કેટલી મુદતે થશે.  ૧૧ વર્ષ ૧ મહીનો ૧૦ દિવસ

૧૯ છ આનાની તેરીખે બમણુા કેટલી મુદ્દતે થશે ? 
૨૨ વર્ષ ૨ મહીના ૨૦ દિવસ

૨૦ એક ટકાની તેરીખે બમણુા કેટલી મુદ્દતે થશે ? 
૮ વર્ષ ૪ માસ

## તોલ બારદાનના હિસાબ.

દરેક ઠેકાણે તોલના માપ જુદા જુદા છે. ગુજરાતના ઘણા ભાગમાં રૂ. ૪૦ ભાર શેર થાય છે સુરતમાં રૂ. ૩૭॥ ભાર શેર ગણાય છે. ને મુંબઇમાં રૂ. ૨૮) ભારનો શેર ગણાય છે ઉત્તર હિંદુસ્તાનમાં રૂ. ૮૦ ભારનો શેર ગણાય છે ને દક્ષિણમાં કેટલેક ઠેકાણે રૂ. ૮૦] ભારનો તેમ કેટલેક ઠેકાણેથી રૂ. ૧૧૦ રૂપિયાભારનો શેર ગણાય છે. આ પ્રમાણે શેરના માપ જુદા જુદા હોય છે તેમ કેટલેક ઠેકાણે મણ ઉપર બશેર વધારે આપી મણ ગણે છે કેટલેક ઠેકાણે ઠેકાણે ચાર શેર છ શેર આઠ શેર વધારે આપી મણ ગણવાનો રિવાજ છે તેવા હિસાબને તોલ બારદાનના હિસાબ કહે છે જેમકે કાચા મણ ૪ ને ૮ શેર છે તે ૪૨ તોલે પાકા કેટલા થશે તો પ્રથમ કાચા મણના શેર કરવા તે ૪×૪૦=૧૬૦+૮=૧૬૮ શેર થાય તેને ૪૨ ભાગવાથી ૧૬૮÷૪૨=૪ મણ પાકા થયા કહેવાય.

ઉપર પ્રમાણે વ્યવારમાં ૪૨-૪૪-૪૮ અને ૫૦ ના તોલ વધુ ઉપયોગમાં આવે છે તે તે સિવાય દેશ દેશના રિવાજ પ્રમાણે તેતાલો. છેતાલો વગેરે તોલ હોય છે. ઉપરના હિસાબમાં બીજી રીત એ છે કે ૪૨ તોલ હોય તો ૨૧ મો ભાગ બાદ કરવો, ૪૪ તોલ હોય તો ૧૧ તોલ ભાગ બાદ કરવો, ૪૮ તોલ હોય તો ૬ ઠો ભાગ કરવો, તે ૫૦ નો તોલ હોય તો ૫ મો ભાગ બાદ કરવો એથી હિસાબ સહેલાઇથી થઇ શકે છે. જેમકે ૧॥ મણ ૩ શેર

કાચું છે. ૪૨ તોલે પાકું કેટલું થાય તો ૧॥×૪૦ ૬૦= શેર+૩=૬૩ શેર÷૨૧=૩શેર બાદ જાય તો જવાપ ૧॥ મણ પાકું થાય.

કેટલાક માલનું વજન બારદાન સાથે કરવામાં આવે છે તેમાં કેટલાકમાં મણે બારદાન કાપે છે ને કેટલાકમાં ઉચક કાપે છે. જેમકે સાકરનો એક થેલો છે તે વજનમાં ૪। મણ છે. બારદાન દર મણે ૧॥ શેર કપાય છે. તો ૪।×૧॥ ૬।= શેર બારદાન બાદ જતાં ૪। મણમાંથી ૬।= શેર નવટાંક બાદ જતાં બાકી મણ ૪) ૩॥= નક્કી રહ્યું.

## દાખલા.

૧ ૪૨ તોલે ૧૩૧। મણ કાચું છે તો પાકું તોલ કેટલું થશે ? ૧૨૫ મણ

૨ ૪૨ તોલે ૯૧॥। ૫ શેર કાચું છે તો પાકું તોલ કેટલું અને પાકા તોલના મણના રૂ. ૧। પ્રમાણે કેટલા રૂપિયા થશે ? પાકા મણ ૮૭॥ રૂ. ૧૦૯=

૩ ૪૪ તોલે ૪૧। મણ કાચું છે તો પાકુ તોલ કેટલું થશે ? મણ ૩૭॥

૪ ૪૪ તોલે ૬૦॥ મણ કાચું છે તો પાકુ કેટલું થશે ? ૫૫ મણ

૫ ૪૮ તોલે ૨૫॥ મણ કાચું છે તેના પાકા મણ કેટલા થાય ? ૨૧। મણ

૬ ૪૮ તોલે ૯૦ મણ કાચા છે તો પાકા કેટલા થશે ? ૭૫ મણ

૭ ૫૦ તોલે ૩૭॥ મણ કાચા છે તો પાકા કેટલા થશે ? ૩૦ મણ

૮ ૫૦ તોલે ૬૪। મણ ૫ શેર કાચા છે તો પાકા કેટલા થશે ? ૫૧॥ મણ

૯ સાકરની ૪ કોથળી મણ ૨૬) ૨ શેર ૪ રૂપિયાભાર છે બારદાન દર મણે ૨ શેર પ્રમાણે કપાય છે ૪૪ તોલ છે તે પાકા મણના રૂ. ૧૦) પ્રમાણે કેટલા રૂપિયા થશે ? રૂ. ૨૨૫)

૧૦ એક કેસરનો દાબડો વજનમાં શેર ૮ છે દર શેરે ૨ા રૂપિયાભાર પ્રમાણે બારદાન કાપતાં ૪૮ તોલે પાકા શેર કેટલા થશે ને પાકા શેરના રૂ. ૨૦) પ્રમાણે કેટલા રૂપિયા થશે ? પાકા શેર ૬ા રૂ. ૧૨૫)

## મોતીના હિસાબ.

કોષ્ટક.

૧૬ આના=એક રતી
૨૪ રતી=એક ટાંક

---

૧૬ બદામ=૧ દોકડો.
૧૦૦ દોકડા અથવા ૧૬ આના=ચવ અથવા ટકો
૧૩ાાા ટકા=૧ રતી
૨૪ રતી=૧ ટાંક

એક મોતીનો દાણો તોલમાં જેટલી રતી આવે તેટલી રતીને ૧૩ાાા ટકાએ ગુણીને ટકા કરતાં જે આવે તેને ૨૪ ભાગવાથી આવેલો ભાગાકાર એક રતીના ચવ જાણવા પછી તેને જેટલી રતી તોલ હોય તેટલે ગુણતાં જે આવે તે એક દાણાના ચવ થયા. અગર એક કરતાં વધારે દાણા આગળ તોલ્યા હોય તો તે દાણાની સંખ્યાએ ભાગતાં જે આવશે તેટલા ચવ એ બધા દાણાના થશે પછી જો એક દાણાનું કરવું હોય તો વળી એટલે દાણે ભાગવા એટલે તેટલા ચવ એક દાણાના થશે જેમકે એક મોતીનો દાણો તોલમાં ૫ ૨ છે તેના ચવ કેટલા થશે.

૫×૧૩॥=૬૮॥÷૨૪=ચવ ૨॥ બાકી રહ્યા ૨॥×૧૦૦ =૨૭૫÷૨૪=દોકડા ૧૧ બાકી રહ્યા ૫×૧૬=૮૦÷૨૪= બદામ ૩। ૨॥ ચવ ૧૧ દોકડાને ૩। બદામ તેને ૫ રતીએ ગુણતાં ૧૪। ચવ ૭। દોકડા ૦। બદામ આવ્યો.

## દાખલા.

૧ એક મોતીનો દાણો તોલમાં ૩ રતી છે તો તેના કેટલા ચવ થશે ? ૫ ચવ ૧૫॥ દોકડા ૨ બદામ

૨ એક મોતીનો દાણો તોલમાં ૪ રતી છે તો તેના કેટલા ચવ થશે ? ૯ ચવ ૧૬॥ દોકડા ૩ બદામ

૩ ચાર દાણા તોલમાં ૮ રતી છે તો તેના કેટલા ચવ થશે ? ૯ ચવ ૧૬॥ દોકડા ૨ બદામ

૪ છ દાણા તોલમાં ૧૫ રતી છે તો તેના કેટલા ચવ થશે ? ચવ ૨૧। દોકડા ૨૩॥ બદામ ૦।

૫ ૫ દાણા તોલમાં ૭॥ રતી છે. તો તેના કેટલા ચવ થશે અને એક ચવના દશ રૂપિયાના ભાવે કેટલા રૂપિયા થશે ?

૬। ચવ ૧૯॥ દોકડા ૦॥ બદામ રૂ. ૬૪। ૨૦। ૧

## ગોળ લાકડા માપવાના હિસાબ.

જે લાકડું માપવું હોય તેની પ્રથમ લંબાઈ ભરવી પછી તેની વચોવચ આસપાસ દોરી વીંટીને તે ભરવી ને તેનું અર્ધ કરવું તે જેટલા તસુ થાય તેનો વર્ગ કરવો (વર્ગ કરવો એટલે તે સંખ્યા ને તેટલીજ સંખ્યાએ ગુણવા) પછી તેને આવેલા ગજે ગુણવા જે ગુણાકાર આવે તે વીશવાશી થાય તેના પછી વશા અને ગજ કરવા જેમકે એક લાકડું ૨ ગજ લાંબુ છે ને મધ્યમાં એવડી દોરી ૧૦ તસુની છે તો તે કેટલા ગજ થશે.

૧૦ તસુની દોરીનું અર્ધ ૧૦÷૨=૫ પાંચનો વર્ગ ૫×૫=૨૫

તેને લાકડાની લંબાઇ ૨૦ ગજ ગુણતાં ૨૫×૨૦=૫૦૦ વીશવાશી થઈ ૫૦૦÷૨૦=૨૫ વશા÷૨૦=૧। ગજ. ૧। ગજ.

દાખલા.

૧ એક ગોળ લાકડું ૧૫ ગજ લાંબુ છે તે મધ્યમાં એવડી દોરી ૧૬ તસુની છે તો તે કેટલા ગજ થશે? ૨। ગજ ૩ વશા

૨ એક લાકડું ૧૦ ગજ લાંબુ છે ને એવડી દોરી ૧૮ તસુની છે તો તે કેટલા ગજ થશે? ૨ ગજ ૦॥ વશા

૩ એક લાકડું ૫ ગજ લાંબુ છે ને એકવડી દોરી ૩૨ તસુની છે તો તે કેટલા ગજ થશે? ૦॥। ગજ ૧ વશા

૪ એક લાકડું ૧૨ ગજ લાંબુ છે ને એવડી દોરી ૨૦ તસુની અને ગજના રૂ. ૧૦) ભાવ છે તો તેના કેટલા રૂપિયા થશે? ૩ ગજ ને તેના રૂ. ૩૦)

૫ એક લાકડું ૧૫ ગજ લાંબુ છે ને એકવડી દોરી ૨૦ તસુની છે અને ગજના રૂ. ૧૫) ના ભાવે કેટલા રૂપિયા થશે? ૦॥। ગજ ૩॥। વશા રૂ. ૧૪)~

## પાટીઆ વગેરે ચોરસ લાકડા માપવાના હિસાબ.

પહોળાઇના તસુ ને જાડાઇના તસુનો ગુણાકાર કરી તેને લંબાઈના ગજે ગુણવા એ ગુણાકારને ત્રણે ભાગતાં જે આવે તે તસુ જાણવા તેને ચોવીશે ભાગવાથી ગજ થશે જેમકે એકપાટીઉ ૧૨ તસુ પહોળું ૪ તસુ જાડું ને ૪ ગજ લાંબુ છે તો તે કેટલા ગજ થશે.

૧૨×૪=૪૮×૪=૧૯૨ તસુ÷૩=૬૪ તસુ÷૨૪=૨॥ ગજ ૪ તસુ

દાખલા.

૧ એક પાટીઉ ૧૦ તસુ પહોળું ૨॥ તસુ જાડું ને ૧૦ ગજ લાંબુ છે તો કેટલા ગજ થશે? ૩। ગજ ૫। તસુ

૨ એક પાટીઉ ૮ ઇંચ પહોળું ૨ ઇંચ જાડું ને ૮ ફુટ લાંબુ છે તો તેના કેટલા ફુટ થશે? ૦॥। ફુટ ૧॥। ઇંચ.

૩ એક ચોરસ થાંભલો ૫ ઇંચ જાડો છે ને ૧૨ ફુટ ઉંચો છે તો તેના કેટલા ફુટ થશે. ને ફુટના રૂ. ૫)ના ભાવે શી કીંમત થશે? ૨ ફુટ ૧ ઇંચ રૂ. ૧૦। ૧૬।।।

૪ એક પાટડો ૮ ઇંચ પહોળો ૪ ઇંચ જાડો અને ૧૦ ફુટ લાંબો છે તો તેના કેટલા ફુટ થશે અને ફુટના રૂ. ૨।। ના ભાવે શું થશે? ૨।। ફુટ તેના રૂ. ૬।

## ધઉ ઓરવાના હિસાબ.

જેટલા શેર ધઉ કહ્યા હોય તેનો અને ઉભના વસાનો ગુણાકાર કરવો પછી તે ગુણાકારને ચાસને અઢીએ ગુણી તે વડે ભાગવા જે ભાગાકાર આવશે તેટલા રૂપિયાભાર દર વળામણના ધઉ આવશે! જેમકે ૨૦ વશા ઉભનું એક ખેતર છે દર વીઘે અડધા મણને હિસાબે દર વળા મણે કેટલા ધઉ ઓરવા વસા એકના ચાસ ૮.

૨૦ વશા × ૨૦ શેર = ૪૦૦

ચાસ ૮ × ૨।। = ૨૦ ૪૦૦÷૨૦=૨૦ રૂપિયાભાર

દર વળા મણે ૨૦ રૂપિયાભાર અથવા અચ્છેર ધઉ ઓરવા.

### દાખલા.

૧ ૩૦ વસા ઉભનું એક ખેતર છે ત્યારે દર વીઘે ०।। અડધા મણને હિસાબે દર વળા મણે કેટલા ધઉ ઓરવા વસા એકના ચાસ ૬ ૧ શેર

૨ પંદર વસા ઉભનું એક ખેતર છે દર વીઘે ૩૨ શેરને હિસાબે દર વળા મણે કેટલા ધઉ ઓરવા વસા એકના ચાસ ૮ ૨૪ રૂપિયાભાર

૩ ૨૦ વસા ઉભનું ખેતર છે દર વીઘે ૨૫ શેરને હિસાબે દર વળા મણે કેટલા ધઉ ઓરવા? વસા એકના ચાસ ૫ ૧ શેર



| | |
|---|---|
| કીંગ પ્રાયમરના મીનીંગ. | ૦—૪—૦ |
| મેકમીલન્સ ન્યુ ઇગ્લીશ પ્રાયમર ભાગ ૨ ના મીનીંગ. | ૦—૬—૦ |
| ,, ,, ફર્સ્ટ રીડર ,, | ૦—૮—૦ |
| ,, ,, સેકન્ડ રીડર ,, | ૦—૧૨—૦ |
| ,, ,, થર્ડ રીડર ,, | ૦—૧૨—૦ |
| ,, ,, ફોર્થ રીડર ,, | ૦—૧૨—૦ |
| પાઠમાળા ભાગ ૧ ની ગાઈડ | ૦—૪—૦ |
| ,, ભાગ ૨ ની ગાઇડ | ૦—૬—૦ |
| ,, ભાગ ૩ ની ગાઇડ | છપાય છે. |
| બ્લેન્ક ડ્રોઇંગ બુક નં. ૧ | ૦—૧—૬ |
| ,, નં. ૩ | ૦—૪—૬ |
| ,, નં. ૪ | ૦—૮—૦ |
| એકસરસાઇઝ બુક | ૦—૧—૦ |
| ,, | ૦—૨—૦ |
| ,, | ૦—૪—૦ |
| એકઝામીનેશન બુક | ૦—૦—૬ |

નવા ધોરણ મુજબ પ્રાથમીક શાળાના વિદ્યાર્થી માટે પદાર્થ પાઠના ચિત્ર સહિત ધોરણવાર ડ્રોઇંગ બુકો.

| | | | |
|---|---|---|---|
| ધો. ૧ લું ને બાળવર્ગ | ૦—૧—૦ | ધો. ૨ જું. | ૦—૧—૦ |
| ધો. ૩ જું. | ૦—૧—૦ | ધો. ૪ થું. | ૦—૧—૦ |
| ધો. ૫ મું. | ૦—૧—૦ | ધો. ૬ ઠું. | ૦—૧—૬ |
| ધો. ૭ મું. | | | ૦—૨—૦ |

| | |
|---|---|
| ખંભાત સંસ્થાનની ભૂગોળ વિદ્યા | ૦—૪—૬ |
| ગુજરાત પ્રાંતની ભૂગોળ | ૦—૨—૦ |
| મુંબઇ ઇલાકાની ભૂગોળ | ૦—૩—૦ |
| મનહરમાળા | ૧—૦—૦ |
| ગુજરાતી કોપીબુક નંબર ૧ થી ૫ ગવર્નમેન્ટ મંજુર થયેલી દરેકની કીં. | ૦—૨—૬ |

ઉપર સિવાય સ્કુલમાં ચાલતી ગુજરાતી અંગ્રેજી ચોપડીઓ, નકશાઓ, ડ્રોઇંગો, એકસરસાઇઝો, પેન્સિલ, હોલ્ડર, રબર, સ્લેટ, ડ્રોઇંગનો સામાન વગેરે અમારે ત્યાં કીફાયતથી મળે છે.

**દામોદર હિરાલાલ બુકસેલર—અમદાવાદ.**